

# સ્વદેશ ભકિત.

સંગ્રહ કરી છપાવનાર

બુકસેલર જદુલાલ નારણદાસ,

ઠે. સ્વામીનારાયણના મંદીર પાસે,

મુ. નડીઆદ.

પ્રથમ આવૃત્તી. પ્રત ૬૦૦૦.

સને ૧૯૨૧. સંવત ૧૯૭૭.

કિંમત એક આનો.

ણી—બુક નકલ મંગાવનારે એક ચોપડીના એક આનાના હીસાબ કરતાં પાંચ બુકો સુધી પોસ્ટેજનો આધા આનાની વધુ ટીકીટ બીડવી. જવાબ માટે પોસ્ટકાર્ડ કાર્ડ લખવું.

# મહાન પુરૂષોનાં વચનો.

અલ્લાહ મદદગાર છે, ફત્તેહ નજદીક છે.

(કુરાને શરીફ).

* * * * *

તમારા દેશની સેવામાં તમારી જીન્દગી અર્પણ કરો.

(સર હૅનરી કૉટન).

* * * * *

જે પ્રજા સ્વતંત્રતા મેળવવા નિશ્ચય કરે છે, તેને તે મલ્યા વગર રહેતી નથી. (ગૅરી બૉલ્ડી).

* * * * *

સત્યાગ્રહી કેવળ ઇશ્વરથીજ ડરે, બીજી કોઇપણ સત્તા તેને ભય ઉપજાવી શકતી નથી. (મહાત્મા ગાંધીજી).

* * * * *

મુસલમાન અને હિન્દુ-હિન્દની બે આંખો છે. એકને ઇજા કરશો તો બીજાને પણ ઇજા થશે. (સર સૈયદ આહમદ).

## —હિન્દ કીર્તન—

ઇલ્કાબ મોટા મેળવી, 'સર' 'નાઇટ' કે "જે, પી" થયા;
જો દેશનું હિત નાકર્યું, ઇલ્કાબ સર્વ એળે ગયા.

* * * * *

ઇલ્કાબથી મોટા થવા, લોખો તણી હોળી કરી;
નિજ દેશના ઇલ્કાબ કાજે, પાઇ નવ અર્પણ કરી.

* * * * *

કીર્તિ ત્હેની કબરે ગઇ, પોતે ગયો સ્મશાનમાં;
માટી તણું એ પુતળું, થયું માટીના એક તાનમાં.

( હૃદય પુષ્પ ).

# પ્રભુ પ્રાર્થના.

---

કરો રક્ષા વિપદ માંહી, ન એવી પ્રાર્થના મારી;
વિપદથી ના ડરૂં કો દી, પ્રભો! એ પ્રાર્થના મારી.
ચહું દુઃખ તાપથી શાંતિ, ન એવી પ્રાર્થના મારી;
સહુ દુઃખો શકું જીતી, પ્રભો! એ પ્રાર્થના મારી.
સહાયે કો ચહી આવી, ન એવી પ્રાર્થના મારી;
તુટો ના આત્મબળ હારી, પ્રભો એ પ્રાર્થના મારી.
મને જગ હાનિથી રક્ષો, ન એવી પ્રાર્થના મારી;
ડચું નાં આત્મ પ્રતીતિથી, પ્રભો એ પ્રાર્થના મારી.
પ્રભો! તું પાર ઉતારે, ન એવી પ્રાર્થના મારી;
તરી જાવા ચહું શક્તિ, પ્રભો એ પ્રાર્થના મારી.
તું લે શિર ભાર ઉપાડી, ન એવી પ્રાર્થના મારી;
ઉઠાવી હું શકું સ્હેજે, પ્રભો એ પ્રાર્થના મારી.
સુખી દીને સ્મરૂં ભાવે, દુઃખી અંધાર રાત્રિએ;
ન શંકા તું વિષે આવે, પ્રભો એ પ્રાર્થના મારી.

---

( લેખક—રવિ બાબુની "ગીતાંજલિ"ના ૪-થા ગીત ઊપરથી-કલ્યાણજી વિઠ્ઠલભાઇ મુકામ સુરત. )

# ભલે તેમાં બીજાને શું.

રાગ—(. ગઝલ).

હમારા દેશને માટે, લડીશું શાંતીની સાથે;
વીચરશું સત્યની વાટે, ભલે તેમાં બીજાને શું. ૧
સ્વતંત્ર દેશને કરવા, નથી કંઇ પ્રાણની પરવા;
હમે બેઠા નથી ડરવા, ભલે તેમાં બીજાને શું. ૨
હમારા હક હમે લઇશું, ન કોને દુઃખ જરી દઇશું;
સુખી સહુ દેશનાં થઇશું, ભલે તેમાં બીજાને શું. ૩
ભરૂસો રાખીને થાક્યા, હમારા પાય પણ પાક્યા;
હવે સત્યાગ્રહે જાગ્યા, ભલે તેમાં બીજાને શું. ૪
હમે તો કોઇ કોલેજનો, વિદેશી માલ કાપડનો;
કરીશું ત્યાગ ખીતાબોનો, ભલે તેમાં બીજાને શું. ૫
હમે ખુબ ખાદી વાપરશું, અખાડા પણ જમાવીશું;
"સુદર્શન ચક્ર" ફેરવશું, ભલે તેમાં બીજાને શું. ૬
અનીતી જુલ્મ નવ સહીશું, અદલ ઇન્સાફને ચહીશું;
સુલેહ શાન્તી પ્રસારીશું, ભલે તેમાં બીજાને શું. ૭
મળ્યા હિન્દુ મુસલમાનો, થયા એક આર્ય સંતાનો;
બધો પ્રતાપ મહાત્માનો, ભલે તેમાં બીજાને શું. ૮
જુઠી મોહ જાળને તોડી, પ્રીતી સ્વદેશમાં જોડી;
કહે મણીલાલ કર જોડી, ભલે તેમાં બીજાને શું. ૯

( લેખક-મણીલાલ જેચંદ દોશી, નડીઆદ ).

# હિન્દનો અણુમોલ હીરો એ કોણ ?

રાગ—( મનહર ).

કહો એ છે કોણ ? જેણે જગમાંહી જશ લીધો,
જનમ ધરિને ઝળકાવી નીજ જનની;
દેશ દાઝ દીલે ધરિ પરમાર્થે પ્રીત કરી,
લેશ પરવા ન કીધી તન-મન-ધનની. ૧

દુઃખને દારીદ્ર દેશ તણાં દુર કરવાને,
"જેલ" મહેલ ગણી મોજ મારી ના શયનની;
અનેક સંકટો શીર સહી ઉચ્ચ ભાવનાથી,
ઐકયતાતો કીધી જેણે હિન્દુ મુસલમીનની. ૨

જેના આત્મબળ વડે નવિન જાગૃતી આવી,
મોહ વશ થયા લોક સત્યના પ્રભાવથી;
પાલન કરે છે હરનીશ જેની આજ્ઞાઓનું,
ચકીત થઈ છે દુનિયા અજબ દેખાવથી. ૩

શાન્તી રૂપી શસ્ત્ર ગ્રહું-સ્વરાજ્ય સ્થાપવાને,
અસહકારે ખેલે-બાજી નીતિ દાવથી;
કહે મણીલાલ આજે હિન્દમાંહી "ગાંધી" એક,
ડરે નહી દુશ્મનના વજ સમા ઘાવથી. ૪

લેખક—(મણીલાલ જેચંદ દોશી—નડીઆદ).

## રેંટીઆનું હાલરડું.

( રાગ—એ.....માથે મટુકી લઈ જાઉં. )

એ........હેતે હાલરડું ગાઉં,
બાળા રૂડા રેંટીઆને વારણીયે જાઉં;
ખમ્મા વ્હાલા રેંટીઆને વારણીયે જાઉં......એ......હેતે.
ખોળે બેસારીને ખાંતે ખેલાઉં
પ્રીતે પારણીયે પોઢાડી ઝુલાવું,
રૂપ ભાળીને રીઝાઉં.........એ.........હેતે.
બરફીને પેંડા તે કપાસની પુણી,
ઝીણા સુતરની સુતરફેણી;
ખવરાવીને ખુશી થાઉં.
ખમ્મા વ્હાલા રેંટીઆને વારણીયે જાઉં......એ......હેતે.

[ લેખક—મણીલાલ મોહનલાલ માતરીઆ—નડીયાદ.]

---

## સ્વતંત્રતાની કુંચી.

ઐકય મંત્રનો જાપ જપો સૌ ઐકય મંત્રનો જાપ.
અરસપરસના કજીઆઓથી ઘટે આપણું માપ,
મત ભેદો સૌ બાજુ મુકી ધ્યેય વિચારો આપ—જપો.
સૌ ઇચ્છો જો હિન્દ માતાના દુર કરવા સંતાપ;
કુસંપ ત્યાગી સવળી વાટે કાં નહિ વીચરો આપ—જપો.
દુષ્ટ દારૂને ઝેર જાણી ધ્યો ઝેરી કાળો સાપ;
જો નહિ નાશ કરો તો થાશે ભારે પશ્ચાતાપ—જપો.

સેવો ચરખા શાળ સ્વદેશી ગણી વિદેશી પાપ,
ગરીબાઇ ગુલામી કેરા તો ટળશે પરિતાપ—જપો.
સ્વદેશીનું પાલન જો ચુકયા સ્વરાજ ખાશે થાપ,
મહેનત સઘળી એળે જાતાં ભારત દેશે શ્રાપ—જપો.
દેશ હિતે તન મન ધન દેતાં કરવા શીદ વિલાપ,
અંતે સઘળું છોડી જાવું કાળ મારશે ત્રાપ—જપો.

લેખક–( છગનલાલ સુરજરામ ).

---

## ભારતનો ઉદ્ધાર.

---

રૂડો રેંટિયોરે, અમારો રેંટિયોરે, કરશે દેશ તણો ઉદ્ધાર (૨)
હિન્દનો તારણહાર, અમારી પરતંત્રતા હરનાર (૨)
અમોને સ્વતંત્રતા દેનાર (૨).......................રૂડો.
બેડી જુલમ અન્યાયની, આ રેંટિયે તુટી જાય છે;
અધર્મને અનીતિ સહુ, આ શાળથી દુર થાય છે...રૂડો.
બંધુઓ લઇએ સુતરને તાંતણે સ્વરાજ્ય,
ત્રાસ દુ:ખનો નાશ કરીને (૨) સ્થાપિયે રામરાજ્ય...રૂડો.

---

ખાદીનાં વસ્ત્રો પહેરીને, સુધારશું સંસાર
સ્વદેશી થઇને, સુધરી જઇને, દેશમાં રહીને શુદ્ધ થઇને—
વિલાયતી ફેશન ત્યજીને, સ્વદેશનાં શણગાર સજીને
માતૃ સ્તવન કરીશું, બંધુની દાઝ દીલે ધરશું–ખાદીનાં.

[તીલક નાટક સમાજના "નવચેતના" ખેલમાંથી].

# ભાઇની રણે વિદાય.

રાગ—( મારા કેસર ભીના કંથ......... )

મારા માડી જાયા વીર !૦
ઘુમવા જાજો હો રણજંગ.........ધ્રુવ૦
શૌર્ય ગર્જના અંતર ગાજે, ભય વાદળ વિખરાય;
રક્ત કુદી નસનસ ઉછળે ત્યાં-કાયા ધર્મ ભુલાય-મારા.
ધરણીને કંપાવતા વીરા ! ઝીલજો દુશ્મન ઘાવ !
ઝીલી ઝીલી સામા દેજો, લેજો રણનો લ્હાવ–મારા.
નભ ફુટે પાતાળ ફુટે, સુણજો એવાં રણગીત;
સુણજો ને આચરજો તત્ક્ષણ-પુર્વજની એ રીત–મારા.
વજ્ર સમા આ વીરની છાતી, ઝીલશે બની સુધીર;
બ્હેનીની આશિષનું બખ્તર-રક્ષણ કરશે વીર–મારા.
ભર્યો પાય પાછો નવ ધરજો, દેજો ઘાવ અચુક;
વિજય વરી ફરવું કે મરવું-હો એમાં નવ ચુક–મારા.
કુમકુમ તિલક કરૂં લલાટે, દુઃખડાં લઉં નિરધાર;
માતાનાં દુધડાં દીપાવજો-કુળના તારણહાર !–મારા.

લેખક–( રા. ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી ).

( ઉપરનુ કાવ્ય તા. ૨૭—૧૦—૧૯ હિન્દુસ્તાનમાંથી લીધું છે ).

# ભારતને ચરણે!

રાગ-(ઝેર ગયાં ને વેર ગયાં-"સવૈયા એકત્રીસા").

ભૂમંડળમાં શ્રેષ્ઠ મનાતી ઉત્તમ ભૂમિ હિન્દુસ્તાન,
રિદ્ધિ સિદ્ધિને વિદ્યા, વૃદ્ધિ માટે મળીયું જેને માન;
પતિત પાવની દીન ઉદ્ધારણી ગૌરવવાળીને ગુણવાન,
પવિત્ર માતા પ્રભાવશાળી ચરણુ નમે ત્હારાં સંતાન. ૧

જેહ ભૂમિમાં જન્મ ધર્યો છે રામ-કૃષ્ણુ આદિ ભગવાન,
સીતા તારા દ્રૌપદી કેરાં સુવર્ણ અક્ષરથી છે નામ;
ઋષિ મુનીની ચરણુ રજથી પુનીત બન્યાં છે જેનાં ધામ,
પવિત્ર માતા પ્રભાવશાળી ચરણુ નમે ત્હારાં સંતાન. ૨

દેશભક્ત દાદાભાઈ તિલક રાનાડે આદિ ભડવીર,
સત્ય પતાકા કરમાં સાહી "ગાંધી" ઊભા ગુણુ ગંભીર;
માલવીઆજી મહીતળ માંહી વધારતા મા તારૂં માન,
પવિત્ર માતા પ્રભાવશાળી ચરણુ નમે ત્હારાં સંતાન. ૨

ભુખ્યાંને ટળવળતાં દેખી અન્ન તણું તું દેતી દાન,
નીજ બાળકની તુલ્ય ગણીને પોષે છે બીજાં સંતાન;
યાચક કેરૂં કલ્પવૃક્ષનું નિત્ય ગાઇએ ત્હારાં ગાન,
પવિત્ર માતા પ્રભાવશાળી ચરણુ નમે ત્હારાં સંતાન. ૪

દુઃખ દેખીને જરા ન ડરતી હઠાવે નિંદાથી બાળ,
જાગો વીરા પ્હો ફાટયો છે અમુલ્ય વહી જાએ છે કાળ;

પર સુખની ઈર્ષાને લીધે મુખ મંડળ નહિ બનતું મ્લાન;
પવિત્ર માતા પ્રભાવશાળી ચરણ નમે ત્હારાં સંતાન—૫
ગુણ અગણીત જનની તુજ ગાતાં પામો નહિ કો તેનો પાર,
દશે દિશ ખ્યાતિ પ્રસરેલી ગાઈ શકે કયમ ત્હારાં બાળ;
ચરણ વંદીને શરણ લોટતાં ધરીએ નિત્ય ત્હારૂં ધ્યાન,
પવિત્ર માતા પ્રભાવશાળી ચરણ નમે ત્હારાં સંતાન—૬

---

## હમ ભારતકી સંતાન.

---

ભારતકી સંતાન સભી હમ ભારતકી સંતાન (૨)
ભારત ગુણકી ખાન સભી હમ ભારતકી સંતાન.
હે નસ નસમેં ભરા હમારી, ભારત ગૌરવ માન-સભી.
દેશ સમુન્નતિ સે ન હટેંગે, ચાહે જાવે પ્રાણ—સભી.
મિલકર અબ હમ શીઘ્ર કરેંગે, ભારતકા ઉત્થાન—સભી.
વિશ્વ ભુવનમેં વિજય પતાકા, લેંગે સાભિમાન—સભી
એકય ભાવકા પાઠ પઢેંગે, કર પ્રેમામૃત પાન—સભી.
રાજનીતિ ઔર ધર્મ તત્વકા, પ્રાપ્ત કરેંગે જ્ઞાન—સભી.
પ્રેમ પુર પુરિત સરિતામેં, નિત્ય કરેંગે સ્નાન—સભી.
વિશ્વ વિભાકર જય સાધનમેં, દેવેંગે વરદાન—સભી.

લેખક-(મુનિ તિલક વીજય પંજાબી).

## એ દિવસ ક્યારે આવશે ?

### ( પ્રશ્નાવલી ).

એ દિવસ ક્યારે આવશે ?
ક્યારે સહુ હિન્દી જનો, નિંદ્રા તજીને જાગશે ?
એ દિવસ ક્યારે આવશે ? ટેક.
ક્યહારે અમ્હારૂં હિન્દ, હોંકારો કરીને બળ ભર્યો;
સામ્રાજ્યમાં શુભ સ્થાન લઈ, નિજનું સ્વરાજ્ય ચલાવશે? એ.
ભાગી પડયા ઉદ્યોગને હુન્નર અમારા જે બધા;
ભુતકાળની પેઠે ફરી ક્યહારે કહોને ચાલશે ? એ.
દશ કોટિ હિન્દી નિત્ય અડધી ભુખથી સબડયા કરે;
ક્યહારે ફરી પ્રભુ ત્હેમને, બે ટંક ખાવા આપશે ? એ.
હા ! શસ્ત્ર વિહોણા થઈ, નિર્બળ બન્યા હિન્દી બધા;
ભડભીમ કર્ણ, પ્રતાપ સમ, ક્યહારે ફરીથી પાકશે ? એ.
વીરાંગનાઓ, પંડિતાઓ ને સતી સન્નારીઓ;
છે અસ્ત પામી હિન્દમાં, ક્યહારે ઉદય તે પામશે ? એ.
જે ધર્મ નીતિ, મુક્તિના સિદ્ધાંત જગને શીખવ્યા;
તે આત્મ નિશ્ચય સાથ ક્યહારે કર્મ માંહિ ઉતારશે ? એ.

## એ દિવસ ત્ચ્હારે આવશે.

એ દિવસ ત્ચ્હારે આવશે,
જ્યારે સહુ ભારતજનો, દઢતા થકી હક માગશે;
એ દિવસ ત્ચ્હારે આવશે.

જો ત્રીસ કોટી હિન્દીઓ, થઈ એકને ઇચ્છા કરે;
"સ્વરાજ્ય" એતો કંઈ નથી, પણ સ્વર્ગનેય ઝુલાવશે. એ.
"સ્વદેશીવ્રત" તણી પ્રતિજ્ઞા, હિન્દીઓ આજે ગ્રહે;
તો કાલથી ઉદ્યોગ-હુન્નર, દેશ માંહિ ચાલશે. એ.
હિન્દીજનો કળિકાળના ધર્મો તણા મર્મો લહે;
કુબેર કેરી રિદ્ધિ સિદ્ધનેય પકડી લાવશે. એ.
ગ્રહી "સત્યનો આગ્રહ" અને જો થાય તત્પર હિન્દીઓ;
તો શસ્ત્ર અસ્ત્રો જગતણાં, કદી તેમને ન ડરાવશે. એ.
સહુ નાશકારક બંધનો, કુરૂઢીને આચારનાં;
તુટયા પછી આર્ય મહિલાઓય ઉન્નતિ પામશે. એ.
હિમ્મત હશે જો હિન્દમાં, સહુ સંપ સંપી ચાલશે;
તો આત્મ નિશ્ચયના બધા સિદ્ધાંત ચાલ્યા આવશે. એ.

લેખક—(સીતારામ જે. શર્મા). હિંદુસ્થાન તા. ૨૩-૧૦-૧૯.

---

## હિન્દી ફુલડાં.

---

રાગ—( ગઝલ ).

પરાગે તેજ પુષ્પોની, ઝળકતી હિંદની બિંદી;
ખુંચે શુળી સમાં કંઇને, અમારાં ફુલડાં હિન્દી.
પીઠ પત્રે રગે કાંટા, વીંટાયું એકલ મધુરૂં એ;
ગુણી ગુલાબ મોહનશું, અનોખુ ફુલડું હિન્દી.
જલજ તોયે ન જલ સ્પર્શે, વિરક્તિ તોયે તે તલસે;
હૃદય અરવિન્દ ઇચ્છે છે, સુતાંએ ફુલડું હિન્દી.

ધર્યું પશ્ચિમમાં પ્યારૂં, મીઠું ગુલબાબકી લાલ;
છતાં નાતાલમાં જોયું, અકાળે ફુલડું હિન્દી.
અહૂરૂં મોતી લીલમયું, રસીલા રાજ ચંપાનું;
હવા કડવી થતાં હલકયું, ગળચટું ફુલડું હિન્દી.
તપ્યું તાપ્યું તપાવ્યું શું, ચળકતું લાલ તેજસ્વી;
અલિ ઇચ્છીત ગુલ્લાલા, અનંગયું ફુલડું હિન્દી.
પટ રંજીત મોહનને, ખીલતું પુર્ણ વર્ષામાં;
વિઠુલને એક વહુભાએ, કદંબક ફુલડું હિન્દી.
હિલે સંકોચ અંધેરે, ખીલે જે ચાંદની ખીલ્યે;
સરોજની કુમુદ મીઠું, સુકોમળ ફુલડું હિન્દી.
છુટું છુટું પડયું તોયે, વીંખાવા પાંખડી ના દે;
મદન શર મોગરો મીઠું, મહેકું ફુલડું હિન્દી.
ઉંચું સુરેન્દ્ર સ્વર્ગેથી, ઉતાર્યું પારીજાતકને;
અમું કંકાસ કજીઆળું, સુશોભિત ફુલડું હિન્દી.
કમળ શું રૂપને રંગે, કને ભમરા કદર નાવે;
ભલે સુવાસ પણ ચંપો, અમાન્યું ફુલડું હિન્દી.
રહી છેટે અહિં છાંટે, સુગંધિ કેવડા સર્પે;
વીંટાયા હરસ્યામ કેતકીના, વિદેશે ફુલડાં હિન્દી.
સુકયું ને ચીમળ્યું તોયે, ચિરંકાળેય સુગંધી,
બકુલ મુકે ન મીઠું બાલ, હદયનું ફુલડું હિન્દી.

લેખક-( વિહારી ).

( હિન્દુસ્તાન તા. ૧૫-૧૨-૨૦ ).

# સ્વરાજ્ય પ્રાપ્તિનું શસ્ત્ર.

## સુદર્શન ચક્ર.

---

ડુબી નૌકા તરાવે છે.
સ્વદેશી સુત્રના તારે સચોટ સ્વરાજય આવે છે,
ઉષા પશ્ચિમ જઇ પાછી પ્રભા પુર્વે પ્રસારે છે–સ્વદેશી.

સુદર્શન ચક્રના આંટે,
સ્વદેશી બાપુના કાંટે,
સદાવ્રત હિન્દ હિત માટે સ્વદેશી ઝમ ધરાવે છે–સ્વદેશી.

હતું ભુલું પડયું બાપું,
દિશા ભુલ પશ્ચિમે પહોંચ્યું,
સજાતિ તત્વના બાત્યું કદમ ઉલટાં ચલાવે છે–સ્વદેશી.

સ્વદેશે આવ્યું દુઃખ રોઈ,
ન જાણે ઓળખ કોઇ,
ગુણીજન ગાંધીએ જોઈ, પિછાની પીઠ પ્રસારે છે–સ્વદેશી.

ઉમળકો ઉરનો આણી,
હૃદય આશિષ પણ આપી,
સદાદ્રય હસ્ત વર આપી, અહર્નિશ ધુમ ફીરાવે છે–સ્વદેશી.

હવે ફેર્યું–ફુલ્યું–ફાલ્યું,
સ્વદેશે મસ્ત થઈ મહાલ્યું.
ઘરોઘર ઘર કર્યું ઘુમ્યું ! હવે સૌને ઘુમાવે છે–સ્વદેશી.

મલ્યાં માતા પિતા બાળક,
અડગ શ્રદ્ધાળુ ને પાળક,
પરસ્પર હિન્દનાં પાલક, વણી વસ્ત્રો સજાવે છે—સ્વદેશી.
હતું બાપીકું ને આપ્યું,
સદા હો સર્વને પ્યારૂં;
નથી આળગું અગર ન્યારૂં, ભુખ્યાં ઉદર ભરાવેછે—સ્વદેશી.
થયા બેહાલ હિન્દીના,
ત્યજી ઘો મોહ પશ્ચિમના;
સુણાવો ઘોર-ગાન્ડિવના, ડૂબી નૌકા તરાવે છે—સ્વદેશી.
( લેખક—સૌ. શીવગંગા )—ગુજરાતી, તા. ૩૧—૭—૨૧.



## ઐકયતા.

( રાગ—ગઝલ. )

×ખુદા નહીં ખુદ હૈ આદમ, મગર વો નુર ખુદાઈ હૈ;
કભી હો હિન્દુ યા મુસલીમ, નહીં ઇસમેં જુદાઈ હૈ.
પઢે કુરાન યા પુરાણ, અવસ્તા યા પઢે ઇન્જીલ;
સભીકી રાહ એકી હૈ, નહીં ઇસમેં જુદાઈ હૈ.
પુકારે રામ યા રહેમાન, અગર વિષ્ણુ યા બિસ્મિલાહ;
હરી હકકતાલા એકી હય, નહીં ઇસમેં જુદાઇ હૈ.
નિમાજો કાશી યા કાબા, મંદિરમેં યા મસ્જિદમેં;
જુદાઈ ઇસમેં નહિ સમજે, વોહી ઇન્સાં ખુદાઇ હૈ.
( નવચેતન. )

× માણસ ઇશ્વર નથી, પણ તે ખુદા—ઇશ્વરનું તેજ છે.

# ફેશન દેવીનો પોકાર.

રાગ—( ગઝલ ).

અરેરે હિન્દ સંતાનો, ભુલ્યાં શું ભાન ફેશનમાં;
અરે સાથી સુધારાના, ફસાયા કેમ ફંદામાં.
રહ્યા છો શું મને વળગી, ધરીને હર્ષ અંતરમાં;
રડાવા હિન્દ ભુમીને, રહી હું હિન્દ ભુમીમાં.
ખરાબી હું અતી કરવા, તમારા દેશમાં આવી;
ખુવારી હિન્દની કરવા, સુધારો સાથમાં લાવી.
સુધારાના થઇ સાથી, અતી આનંદ માનો છો;
સુધારાના બની સાથી, તમે શું હર્ષ પામો છો.
સુધારો ઘર વિષે થાલી, તમે શું ફાયદા દીઠો;
સુધારો હિન્દમાં દેખી, જુવો વરસાદ પણ નાઠો.
સુધારે હિન્દમાં આવી, ફજેતી કીધી છે પુરી;
તમારી હિન્દ ભુમીની, દશા તો બેઠી છે બુરી.
તમે તો એમ માનો છો, સુધારા સર્વ સારા છે;
અરે ઓ હિન્દ સંતાનો, સુધારા એ કુધારા છે.
રહેશે હિન્દમાં ફેશન, ખુવારી ત્યાં સુધી થાસે;
નીહાળી દાસ ફેશનના, વીદેશી લક્ષ્મી જાએ છે.
તમારા હિતને માટે, વીદેશી મોહને છોડો;
તમારા દેશને માટે, સ્વદેશીમાં પ્રીતિ જોડો.
કરીને હોળી ફેશનની, વીદેશી કીર્ત્તિ ઝળકાવો;
બની ખાદી થકી સુંદર, તમારો દેશ શોભાવો.

## ભારત સંતાનોનું રણગીત.

અમે તો ભારતનાં સંતાન,
અમારો દેશ અમારો પ્રાણ—અમે તો.
સ્વતંત્રતા જ્યોતિ પ્રકટાવા ભગવો શેખ ધરીશું;
સ્વાર્થ અને તન મન ધન ભોગે સેવા શુભ કરીશું,
ગજવશું હિન્દ તણાં જય ગાન—અમે તો.
ભારતમાં અમ આત્મ યજ્ઞની ઝગઝગ જ્યોત ઝળકશે;
આખીયે આલમનાં પાપો, નક્કી જ થાશે બળશે,
ફરકશે હિન્દ તણાં નિશાન—અમે તો.
અમારો દેશ અમારો પ્રાણ—અમે તો.
અમારો ધર્મ અમારો પ્રાણ—અમે તો.
લેખક—(નટવરલાલ વીમાવાળા-સુરત).

## એક પ્રભુનાં બાળ.

આપણ એક પ્રભુનાં બાળ,
કદી કોને નવ દેવું આળ—આપણ.
એક વાટથી આવ્યા સઘળા, એકજ ઘાટે જવું;
એક વિશ્વમાં વસવું વ્હાલા, પછી શીદ વણસાવું—આ.
પત્ર પુષ્પને શાખા મળતાં તરૂવર એક જણાય;
હિન્દુ મુસલમીન એક ખુદાની આલમ એક ગણાય—આ.
ઋતુ ભેદના નિયમીત રૂપો, સહુને લાગુ થાય;
મુસલમીન હો વા હિન્દુ હો ભિન્નતા નહિ જરાય—આ.
(મોકુલદાસ નાનજી ગાંધી).

## ભારત અમ્હારો દેશ.

( રાગ—ગઝલ. )

અમે લીધી ફકીરી આ, અમારી ભુમીને કાજે;
જગાવી ઈસ્કની ધુણી, અમારા હિન્દને કાજે.
બુતો પુંજા દીધી છોડી, કિતાબો રાખમાં રોળી;
અમે સહુ હિન્દને માટે, લીધી વરવી હવે ઓળી.
ફિરસ્તા સુફિ દાના સહુ, વચનને દુર તો કીધાં;
અમૃત સમ સુખ ત્યાગીને, કટુ સમ ઝેરને પીધાં.
કિતાબો વેદ પુરાણો, દીધાં પાણી મહિ સરવા;
ખુદાની ન્યાતમાં અમને, અમોને હિન્દની પરવા.
અમોને સો નસેનસમાં, બુરો નિશો બધે વ્યાપો;
તમે તેને દફા કરવા, હકીમો શીદને આવો.
તમોને છે પડી ટેવો, મજેદારી ઉડાવાની;
અમારી એ બુરી આદત, વફાદારી ઉઠાવાની.
અમો મસ્તાનના મસ્તાનની, એ ઓર મસ્તી છે;
અમારી આ અમારી હિન્દને કાજેજ હસ્તી છે.

( બુલબુલ. )

---

વગર ઇજાએ વાળ કાઢવા માટે

# રાજશાહી સાબુ.

આ સાબુ જે જગ્યા ઉપર લગાડવામાં આવે છે તે જગ્યાના વાળ ઘણીજ સફાઇથી દુર થાય છે. ચામડીને ઇજા થતી નથી, ચામડી બળતી નથી, કાળી પડતી નથી. ત્રણ સાબુના બાકસની કીં. રૂા. ૧।, પોસ્ટેજ અલગ.

—એજન્ટો જોઇએ છીએ—

દરેક આબરૂદાર દવાઓવાળાઓ પાસેથી મળશે. રજીસ્ટર્ડ નં. ૧૦/૨૧ તપાસીને લેજો.

સોલ એજન્ટ:—

**ચીમનલાલ છગનલાલ ગુપ્તા.**

મુ. પો. નડીઆદ. (મુંબઇ).

જસમાઇનનો !  આયોડાઇઝડ !

# સારસાપરેલા.



લોહી સુધારનારી સૌથી સરસ દવા તરીકે જસમાઇનનો **સારસાપરેલા** ઘણોજ અકસીર છે. કેળવાએલાં કુટુંબોમાં તેજ વપરાય છે. ડાકટરો તેનીજ ભલામણ કરે છે. પ્રમેહ, ચાંદી, વિસ્ફોટક, ગડગુમડ. કોઢ, ખસ, દરાજ સંધીવા, વિગેરે રોગોમાં તેનો ગુણ ઘણોજ વખાણવા જેવો છે. કીંમત માત્ર રૂ. ૧॥. વી. પી. રૂ. ૧॥।= અને ત્રણ સીસી વી. પી. થી રૂ. ૫।=

જસમાઇન એજન્સી,

મુ. પોષ્ટ નડીઆદ. (ગુજરાત)

શ્રી લક્ષ્મીવિજય પ્રિન્ટીંગ પ્રેસ (ધાન્ય) માં દેશાઇ રાયચંદ છગનલાલે છાપી. ઠે. નગરશેઠની મારકીટમાં નં. ૩૦, રતનપોળ—અમદાવાદ.